જગતનાં સર્વે જીવોના કલ્યાણાર્થે અહિંસાનો પાઠ પઢાવનાર

મહાત્માજી

# દાંડી રસ્તે





પ્રકાશક—રતિલાલ બી. ભાયાણી.

કિંમત ૪ આના



tle Only Printed at: The Indian Art Press Kalbadevi Road, Bombay, 2

જેને સર્વે જીવાત્મા યાદ કરી રહ્યા છે,
તેમજ મહાત્માજી પોતાના દરેકે દરેક
શબ્દમા જેને યાદ કરી
રહેલ છે તે!
પરમ કૃપાળુ પરમાત્માને અર્પણ
કરી યાચુ છું
જે!
મહાત્માજીની ઇચ્છા પરિપુર્ણ કરો.

યાચક–**રતિલાલના વન્દન**

---

**વાંચક પ્રત્યે—**

આવા સાધારણ લેખનને કંઇ પ્રસ્તાવનાની જરૂર હોતી નથી લેખક પોતે પણ જાણે છે જે, હું કવી હોવાનો દાવો કરી શકુ તેમ નથી, પણ જનસમાજને મહાત્માજીના કોઈ કોઈ શબ્દનું સ્મરણ કરાવવા કવિતાના રૂપકમા જલ્દી વાચી શકે તે માટે સાધારણ પ્રયત્ન કર્યો છે

લી૦ **રતિલાલના પ્રણામ.**

પ્રકાશક —**રતિલાલ બી. ભાયાણી.**
ભુલેશ્વર નાગણભાવા હાઉસ, મુમ્બઈ, ન. ૨.

# સ્વરાજ્ય પંથે દાંડી રસ્તે સબરસ સંગ્રામ

"પરાધિન [illegible] કરતાં, મરી જાવું જ સારૂં છે;
"ગુલામીમાં જીવ્યાં કરતાં, મને તો મોત પ્યારૂં છે,

### માંગણી

"પ્રજાનાં સુખને માટે, કરી અગીયાર માંગણીઓ;
"લખાવ્યો જવાબ એ લાટે, થશે ભંગ સુલેહ શાંતિનો,

### નિશ્ચય (કટાવ)

"નહિં જોઈએ આ, પરાધીન રહી, જીવન જીવવું, કહેવાયે છે,
આશ્રમ વાસી, એ કરતા તો, વન વન રઝળી, પ્રભુ કૃપાએ,
મળે નહિ જ્યાં, સુધી સ્વરાજ્ય, દેહ દમીને, પ્રભુચરણમાં,
મરી જઈશ પણ, પાછો ન આવું, ત્યાં લગી મારો, નિશ્ચય એ છે,
પગ પાળા થઇ, સબરસ માટે, મીઠાનો ચોર, કહી સહુને,
હું તો થઇશ, ગરિબ દેશને, ભુખે મારી, લુટે લુટે,

### પ્રાર્થના (ગીતિ)

"અરે! રે! ઓ! પ્રભુ, નથી દુ:ખ આ સહન થાતું;
"અરે! રે! ઓ! પ્રભુ, જીવન દુ:ખ મય આ ગણાતું
"અરે! રે! ઓ! પ્રભુ, સ્વતંત્રતા માટે હું મથું છું
"અરે! રે! ઓ! પ્રભુ, હવે તો કંઇક સહાય કરતું.

### નહિંતર:-

આ દેહ પાછો ન આવશે આ આશ્રમ માંહે ફરી;
જો ના મળે સ્વરાજ તો, કઈંગ જગતમાં ધશ છે નહિ

**પ્રયાણ** (રાગ આવ્યું આવ્યું ગાંધીજીનું પુર) તા. ૧૨–૩–૩૦

વીર! સત્યાગ્રહીનુ સૈન્ય, આશ્રમ પાસ ઉભું રે;
જન લોક નિહાળેરે સહુ, અરે આ યુદ્ધ! કેવું રે;
મ્હાત્માજીને આપે વિદાય, કસ્તુર બા દીલથી રે;
"લઇ આવો તમે સ્વરાજ," દીધો દેશ તારીરે;
પગ પાળા ચાલ્યા મુનિરાજ, પ્રભુજીના જેવા રે;
સર્વ કોઇ કહે મનમાંહ્ય, અરે! યુદ્ધ! કેવારે.
નથી લાકડી કોઇનાં હાથ, જઇ શું કરશે રે;
પ્રભુ અપાવે જો સ્વરાજ, વિજય તે વરશે રે;
માનવ મેદની ચારે દીશ, નજર નહિ પ્હોચે રે;
બાપુ! પગલે પગલે સ્વરાજ, મન મહીં ઝંખેરે,

**અસલાલીમાં–૧** (રાગ ઉપરનો) તા ૧૨–૩–૩૦.

આવ્યુ આવ્યું ગાધીજીનું પુર, ચાલો જોવા જઇએ રે;
નાના મોટાને બાળ ગોપાળ, જોવા સહુ આવે રે,
ભરી સભામા કહે બાપુરાય, "ન રેંટીઆ એક રે;
"આતે ગામ કેવુરે કહેવાય, પરાધિન ઝંખેરે,
"આવક આપણી પૈસા સાત, મીઠાં મહીં લુંટેરે;
"એવી જુલ્મી બની સરકાર, માટે ભેખ લીધોરે,
"નહિં મળે જ્યાં સુધી સ્વરાજ, પાછો નહિં આવુરે;
"આપો તમે સૌ આશીર્વાદ, સ્વરાજ હું લાવુરે,

**દોહરા**

વિદાય લઇ અસલાલીથી, બાપુ ચાલ્યા જાય;
તારીખ તેરમી માર્ચએ, જન સહુ ભેળા થાય.




કુરૂક્ષેત્ર દાંડીની છાવણી

આરેજાંમાં-૨ (હરીગીત) તા. ૧૩-૩-૩૦.

ઉત્સાહ અને આનંદમાં, અહિં મસ્ત સર્વે લોક છે;
બ્હેનો હૃદયથી ગાય છે, સ્વરાજ વ્હેલું આવશે;
અહિં ગ્રામ્ય જનના હેત, જોઇ મહાત્મા હરખાય છે;
એ હર્ષના આવેશમા, આ પંથ સહેલો થાય છે.

નવાગામમાં-૩ (કડાવ) તા. ૧૩-૩-૩૦.

નવા ગામ મહીં, જ્યાં જુવો ત્યાં નાના મોટાં, સર્વ કોઇ જણ,
છે ઉત્સાહે, બાપુજીના, શુદ્ધ ભાવથી, દર્શન કરવા,
ટોળે ટોળા, દૂર દૂરથી, આવી પ્હોંચ્યા, આજે તો અહિં;
સભાસ્થાનમાં, હર્ષીત હૃદયે, ગાંધી બાપુ તો, આત્મ બોધ એ,
સૌને આપે, દારૂ છોડી, ખાદી પહેરો, વીર બનીને,
સત્ય પંથ લઇ, આગળ વધશો, પ્રભુ કૃપાએ, સિદ્ધજ થાશે.

(હરીગીત)

"બંધુ તેમજ ભગનીઓ, સ્વરાજ સર્વેને ગમે
"પણ ભોગ આપે તેવાં વીરલા નજરે બહુ ઓછાં તરે
"કહીએ જડજને નોકરી, છોડી દીયો સરકારની,
"પણ ત્યાગ શકિત હોઇ ના, ત્યા વાત શી કરવી રહી.
"દેખાવ નાં કરતાં તમો, રાજીનામાં ખોટાં આપીને;
"સત્યની લડત છે આપણી, પ્રભુજી સહુને તારશે;
"મારા શરીરમાં બળ નથી, પણ મનખરે મજબુત છે;
"બંદુક કે ગોળા બધાં, મુજ મન થકી તો તુચ્છ છે,

દોહરા-ઉપદેશ અનુકુળ આપીને, તારીખ ચૌદને દીન
આવ્યું વાસણાં ગામમાં, સત્યાગ્રહિનું સૈન્ય;

**વાસણામાં-૪** (દોહરા) તા ૧૪-૩-૩૦

પગ પાળા પથ કાપતાં, શ્રમ લાગે જે વાર,
બે બાળક લઈ સાથમાં, રાખી ખભાપર હાથ,
"અસ્પૃશ્ય'તા દૂર કાઢજો, રાખો નહિ મન મેલ,
"પ્રભુ તણાં સહુ બાળ છો, માનો એ હમેશ

**માતરમાં-૫** (હરીગીત) તા ૧૪-૩-૩૦

વાસણાં ભુમી તજી સૈન્ય આવ્યું માતર ગામમાં,
હિંદુ મુસ્લીમ સૌ એક થઇ, ગાજી રહ્યાં ગુલ્તાનમાં

**સોરઠા.**

"પકવો શીરને સાટ, મીઠુ માર્ગ બતાવશે,
"જા જો બદલાપુર, પૈસા બચશે આપણા,
"મેળવના સ્વરાજ, દીલમાંથી ડર કાઢજો,
"શુભ હોળી દીન આજ કપડાં વિદેશી બાળજો

**ડભાણમાં-૬** (હરીગીત) તા. ૧૫-૩-૩૦.

ડભાણનો રસ્તે થઇ ઝટ પહોંચવા નડીયાદમા,
રસ્તા મહિં સહુ ગામથી, સત્કાર સૌ કરતા હતા

**નડીયાદમાં-૭** (રાગ-આવ્યું આવ્યુ ગાધીજીનું પુર) તા ૧૫-૩-૩૦.

આવે આવે સત્યાગ્રહી સૈન, ગાંધી બાપુ સાથેરે,
જોવા આવ્યાય ગામનું લોક, દરશન ને કાજે રે.
હર્ષ ઘેલા દીસે સૌ કોઇ, બાપુને વધાવે રે,
સ્વરાજ્ય તણી સૌને હોશ, અહો! ક્યારે આવેરે,
આ તો સાક્ષર કેર છે ધામ, ઉણપ કંઇ ન ગમેરે.
જ્યા જુવો ત્યાં ઉત્સાહ, આનંદથી મ્હાલે રે

પૂજ્ય કસ્તુરબા ગાંધી



ભારત ઘડતરની રણચંડી.

(સોરઠા)

જાણે દેવ વિમાન, આવ્યું પૃથ્વી તલપરે,
એમી છજાની માલ, અમૃત વાણી ઉચરે.

(હરીગીત)

"શાંતિ ધરી સહુ બેસશો, તો શબ્દ કાને આવશે;
"આવી સભાની મેદની, દીઠી નથી મેં કો દીને;
"મારા અને મમ સાથીઓ, ખાતિર તમો આવ્યા નથી;
"સ્વરાજ સૌને પ્યારૂં છે, તો સાંભળો સૌ ધ્યાનથી.
"શક્તિ નથી મુજમાં કશી, આશીર્વાદજ માંગુ છું;
"સ્વરાજ તમ વીણ નહિ મળે તે માટે હું તો યાચુ છું,
"સરદાર વલ્લભ કેદમાં, એ કોણુના માટે અરે,
"તોયે પટેલો ના તજે, પરં નોકરી ઉપર મરે.
"સાક્ષર તણું આ ધામ છે, નહિ નામ એ કંઇ બોળશે;
"માતા ભગિની વીર સહુ, કાપડ વિદેશી ત્યાગશે
નરીમાન પણ નડીયાદમા, ગાજ્યા વિનાના ના રહ્યાં
એ ચાર શબ્દો હૃદયથી, ઉપદેશનાં એને કહ્યાં.

**બોરીયાવીમાં–૮** (કટાવ) (દોહા) ૧૯–૩–૩૦

સભાતણું સ્થળ, વૃધ્ધ ડોશીમા, આવીછડું છ, દરશન કરવા,
"બાપુજી કહે, જોવા જેવું, નથી રહ્યું કંઇ, મારામા તો,
"સેવા કરવી, ધર્મ મુજ એ, બલાત્કારથી, રાજીનામા,
"નહિં એ શોભે, પ્રભુ કૃપાએ, વીર બનીને, ત્યાગો ત્યાગો
"જ્યારે આવશે . આપણુને ભાન, ત્રીસ કરોડ છઇએ માનવી
"ઉઘડશે જ્યારે આપણી આંખ (ત્યારે) એક લાખ શું કરશે અહિં

આણંદમાં—૯ (હરીગીત) ૧૬—૩—૩૦

"આણંદમાં આનંદ મેળવવા, નથી હું આવીઓ;
"ધુળ ફાકવી એ ધર્મ સમજી, આવીયાં સૌ સાથીઓ;
"પૈસે થકી કંઇ નહિ સરે, કદી રેલ આવે તે તણી;
"નિશ્ચે સમજજો પ્રાણ જાય, અરૂ વચન ન જાયે ફરી,
"વ્યાપારીઓ વ્યાપાર છોડી, દેશની સેવા કરો;
"ભણતર ભણાશે એ સમે, જ્યારે તમો સિદ્ધી વરો;
"સવીનય ભંગ હું તો કરીશ, પણ ના તમે તે ભુલશો;
"ચારે દિશા આ હિન્દની, બાકી નવ એકે રાખશો;
"પોલા નમોને રોક તો તો, બ્રહ્મ વાકયજ એ હતું;
"આજેજ તો શુભ દીન છે, નક્કી હૃદયથી જાણવું;
"થઇ છે હિમાલય ભુલ જેવું, નહિ કહે આ ડોસલો;
"નક્કી સમજજો આજ તો, છે આખરીનો ફેંશલો,
"આનંદ મારે હોઇ નાં આણંદ તમારા માટ છે;
"મારા નશીબે તો લખાણી છે ખરે પગ વાટ એ.

નાપામાં—૧૦ (સોરઠા) ૧૮—૩—૩૦.

આજે અહિં સૌ લોક, આનંદમાં બહુ નાચતાં;
બાપુ આવે આજ, નાપા કેરે આંગણે,
"વલ્લભ અહિં હુંટાય, તોયે પટેલો ના તજે;
"આતે શું કહેવાય, કરતા આવી નોકરી,
"ચોવીશ કેરી સાલ, ભુલી ના ભુલાય તે;
"સેવા કરી તમ માટ, તેથીજ વલ્લભ સાંભરે.

**બોરસદમાં-૧૧** (હરીગીત) તા ૧૮-૩-૩૦.

સભા મંડપની વીષે બહુ મેદની આજે મળી,
જ્યાં જ્યાં જુવો ત્યાં નજર આજે એકના ઉપર ઠરી
બાપુ તણાં તો બોલ સુણી હર્ષમાં સહુ નાચતા,
મળશે હવે સ્વરાજ જલ્દી મુખ એવું ભાખતાં
"પટેલો તજો પટલાઇને, સત્તા તમારી નહિં જુવે,
"કરો છો તમે જે જુંમથી, ભાઇઓ તમારા તો રવે
"નહિં ન્યાય જેવું દેશમાં, તેનાં તમો હાથા બન્યા,
"લુંટાવી તમ આ દેશને, જુવો ભુખ ભેળા છે કર્યા
"ઇતિહાસકારો તો કહે, દશ ક્રોડ ભુખે અહી મરે
"પરદેશી સત્તા ચુંસી ! ચુંસી ! પેટ પોતાના ભરે
"અણસમજમાં ગુણ ગાન, હું સરકારના કરતો હતો,
"ભ્રમણાં એ મારી ભાંગતા, મેં પંથ લીધો સત્યનો

**રાસમાં-૧૨** ( ઢાળ ચોતાલ ) તા ૧૯-૩-૩૦,

બાપુજીતું સૈન્ય આવ્યું ગરામા. અહિં લુંટાણા છેજ વલ્લભભાઇરે
બાપુજીના વેણ લાગે સોંસરા, તમે છુડાવો એજ વલ્લભ ભાઇરે.
"છોડો ઘરબાર માયા વેગળી, અને લીયો તમે બહારવટાનો ભેખરે
"બીકું પકવજો ઘરઘર હોંશથી, તો સ્વરાજ્ય આવશે વ્હેલું ઘેરરે

**કનકાપુરમાં-૧૩** (ચોપાઇ) તા ૧૯-૩-૩૦.

રાશ ગામને કરી પ્રણામ, સૈન્ય આગળ ચાલ્યુ જાય.
સુમેલ ગામ છે રસ્તા માલ, દરશન માટે સૌ આવે ત્યાય
પુષ્પ ડેરીઓમાં આવ્યાં એક, આપ્યા કુંકુમ શ્રીફળ ભેટ;
લઇ આવો તમે સ્વરાજ, પ્રભુ સારે તમારા કાજ.

'આપો તમે સૌ આશીર્વાદ સેવા કરશું રાખીને યાદ,
નહિ મળશે જો સ્વરાજ તણી દેશુ પછી આ રાજ
આવી પહોંચ્યા સૌ કનકાપુર થાકયા પાકયા સર્વે સૂર
તોય આપ્યુ ભાષણ આ ગામ, પછી લીધો બાપુએ વિરામ

કારેલીમા ૧૪ (સોરઠા) તા ૨૦–૩–૩૦

મહી નદીને તીર બાપુનુ સૈન્ય આવતા
કરી હોડી તૈયાર, સામે પારે લઇ જવા
કીચ્ચડ નદીની માંહે રાત્રી તણાં અંધકારમાં
કાદવમય પગ થાય તોપણ ચાલે ઉલ્લટમા
આવ્યા જવાહીર લાલ બાપુજી ને ભેટવા
લઇને આશીર્વાદ, જાયે છે રણ ખેલવા

(હરીગીત)

પટેલો તજો પટલાઇ ને મુખીયા તજો મુખીપણુ
તેમજ તજો સૌ રાવણા આજે તમારૂ રાવણુ
લુટાય છે આ દેશની લક્ષ્મી બધી પરદેશમા
તોયે તજો ના મોહને કાપડ વિદેશી લાવતા

ગજેરામાં-૧૫ (હરીગીત) તા ૨૧–૩–૩૦

'સ્વરાજ્યને ઘોડે ચડી આવો તમારા સુરમા
'આ ધર્મનુ છે યુદ્ધ તેમાં ભેદ ભાવજ હોઇનાં
મીઠા તણો, કર રાક્ષસી છે આપણી ઉપર અરે
તેથી જલાલપુરે જઇ મીઠુ પકાવીશ હુ ખરે
તેવી રીતે તમ પકવજો નદી ગામની અહિં પાસ છે
'સ્વરાજ્ય વ્હેલુ લાવવા સૌના હૃદયમાં હોંસ છે

## ડગલે ડગલે સ્વરાજ



ગાંધીજીને પગલે ગામડાંઓ પાવન થાય છે !



બાપુ ભોજન કરે છે.

અણખીમાં-૧૬ (હરીગીત) તા. ૨૧-૩-૩૦.

"અણખી અણગી નહિં રહે, સ્વરાજ્ય કોને ના ગમે,
"મુખીના હૃદય પલટા થકી, સહુ બંધુઓ તેને નમે,
"અધિકારીઓ અધિકારના મદમાં દબાવી ના શકે,
"પણ બંધુ ભાવે મદદ માગે કોઇ ના નવ કહી શકે.
"ખાદી સજી દારૂ તજો તેમજ મીઠું તમ પકવજો.
"નક્કી સમજજો સત્યથી, નવયુગ આવ્યો જાણજો.

જંબુસરમાં-૧૭ (મનહર) ૨૨-૩-૩૦.

"કોંગરેશ કમીટીની, મીંટીંગ બોલાવી અહી,
વિચારોની આપલેથી, કાર્ય સિદ્ધી સાધશું;
"બાપુજીનાં બોલ સહુ, કાયદાનો ભંગ કરી,
સ્વરાજ્યના મંગળનું, મુરત વધાવશું
"દેશ તણા હિત માટે, રાજીનામું આપી દઇ,
ફરી તમે બેસશો તો, કેમ કરી ફાવશું,
"આખો દેશ જોઇ રહ્યો, આજે ગુજરાત પર,
કરીને દેખાડો સહુ, રાજ્ય આમ લાવશું

આમોદમાં-૧૮ (ચોપાઇ) તા. ૨૨-૩-૩૦.

"બાપુ આવ્યા આમોદ ગામ, જોવા ઉલટયું આખું ગામ;
સભા ગાજી રહી છે આજ, જાણે બાપુનું એહું રાજ.
"પાય પૈસાના મીઠા પર, દશ આનાનો નાંખી કર;
"લુંટે એવી રીતે સરકાર, આવો રાજ્યનો કારોબાર
"હિન્દુ પારસીને મુસ્લિમ, કરો સંપ બધી સહુ કોમ;
"તેથી કાર્યજ સિદ્ધી થાય, દુઃખ દેશના દૂરજ થાય.

ભુવામાં-૧૯ (હરીગીત) તા. ૨૯-૩-૩૦.

"જે ગામમાં હું જાઉં છું, સહુ લોકની ઇચ્છા થકી;
"આ ગામમાં દેખાય છે, કંઇ ભેદભાવ વડીલથી.
"વર્ષ સાઠ ઉપર મુજને, અભિલાષ છે યુવક તણો;
"માટે વડીલો સાચવો, લઇ સાથ આજે સત્યનો,
"છાપા મહીં તો છાપનારા, ગાળ ભાંડે છે સદા;
"તેવી રીતે તમ મારશો, તો સુખ માનીશ સર્વદા,
"વડીલો થવું નથી સહેલ કાંઇ વડીલ કેમ થવાય છે;
"કરે સહન શકિત જે નરો, તે વડીલ તો કહેવાય છે.

સમનીમા-૨૦ (દોહરા) તા. ૨૩-૩-૩૦.

ભુવાથી સમની જતાં, ખેડુત મારગ માંય
દરશન બાપુનાં કરી, મન માંહી હરખાય
સમનીમા સુખ દુઃખનો, આવ્યો સોમજ વાર
બાપુજીનાં સૈન્યમાં, માંદા થયા દશ બાર

ત્રાલસામાં-૨૧ (સોરઠા) તા. ૨૫-૩-૩૦

"મારે નથી કંઇ ભેદ, મારે મન સૌ એક છો;
"નહોતું આમંત્રણ, તેથી કયમ કરી આવીએ,
"દાંડી કેરે ધામ, મુસ્લિમ ઘરને આંગણે;
"કરશું અવીનય ભંગ, ત્યારે ત્યાં સૌ આવજો,
"મદ્દ હિન્દીને માટ, મારા માટે કંઇ નથી;
"શા માટે વનવાસ, આજે હું તો ભોગવું,
"થઇ ગયા છે બહુ રાજ, આના જેવી લુંટ તો,
"લુંટે દરીયા પાર, ભારત કેરું ધન તો,

દેરોલમાં-૨૨ (સોરઠા) ૨૫-૩-૩૦.

"કોંગ્રેસે બહુ દીન, મીઠાં કેરાં કારણે;
"કીધી અરજ બહુ વાર, તોયે કોઇ ન સાંભળે.
"કરશું સવિનય ભંગ, મરશું પણ નહિં મારશું;
"લગ્ન તણાં શું ગીત, આજે અહિંયા શોભશે.

ભરૂચમાં-૨૩ (રાગ આવે આવે બાપુજીનું સેન) ૨૬-૩-૩૦.

ભાંગ્યુ ભાંગ્યું તોયે છે ભરૂચ, ઉણપ નહિ રાખેરે;
સેવાશ્રમ બન્યું યાત્રાનુ ધામ, દરશનને કાજેરે,
માનવ મેદની બહુ ઉભરાય, સૈનીક પણ સાથેરે;
આવ્યા સિંધથી વીરો છે પાંચ, જોડાવાને માટેરે.
"બાપુ કહે નથી હમણા કામ, જાઓ વિદ્યા પીઠમાંરે;
"કરીશ જ્યારે હું મારો હુકમ, હાજર તમે થાજોરે,
સભા મંડપ ગાજી ઉઠયો આજ, મેદની નહિં માંયેરે;
આવી પ્હોચ્યા સરોજ અબ્બાસ, મીસ તૈયબ સાથેરે
મંગળા ચરણ કરે સભામાય, ખરે ભાઇ દીલથીરે;
રઘુપતિ રાઘવ રાજા રામ, ઉચ્ચારે મનથીરે;
મીસ તૈયબને ઓંકારનાથ, સભા મહિં ગાજેરે;
ભોર ભઇ મુસાફર જાગ, નિંદ નહિં શોભેરે,
ચંદુભાઇ કરીને સત્કાર, આશીર્વાદ માંગેરે;
"બાપુ કહે લેવા આવ્યો છું હુંજ, તમારી રે પાસેરે.
"ગામે ગામ ફરીને સહુ પાસ, આશીર્વાદ લીધા છે;
"તેનો થઇ જાય મોટો એક પ્હાડ, દાંડી સુધી જાતાંરે,
"ગમે તેવું હોય રાક્ષસી રાજ, ટાઢું બોળ થાયેરે;

"એવા આપો સહુ આશીર્વાદ, નહિ ભુલાયે રે,
"મુસ્લિમ બન્ધુનો પત્રજ એક, આજે અહિં આવ્યો રે;
"તેમા લખે મુને સ્વરાજ, અકેલા શું લાવશોરે,
"મારે મન તો હિન્દુ મુસ્લિમ ને પારસી સાથેરે,
"તેમજ ખ્રિસ્તી તણા સૌ બાળ, મારે તો માથે રે,
"નથી સ્વપ્નમા મુને વિચાર, અકેલો હું જાઉં રે,
"મારે તો જોઇએ સર્વનો સાથ, સ્વરાજ હુ લાવું રે,
'તમ કરતા અધિક જે બળ, પ્રભુનું હુ યાચુ રે;
'તેથી મળે તુરત સ્વરાજ, રહે નવ કાચું રે.

(હરીગીત)

'હિન્દુ મુસલમીન પારસી, અબ્બાસ જેવો સાથ છે,
"તેમજ કુમારી બાળ મારી લાકડી થાવા કહે.
"છે આવો રૂડો સાથ તો પરવા પછી કોની કરૂં,
"જો ના મળે સ્વરાજ તો, ડુબી સમુદરમા મરૂં,
"બલીદાન લીધુ સત્યાગ્રહી, નવ છુતશે આ જગતમા,
"બલીદાન આપો વીરતો, પ્રભુજી રહેશે સાથમાં.

(સોરઠા)

"બીખું છું તમ પાસ, સાચા આશીર્વાદને,
"મળશે પ્રભુનો નાદ, એમાંથી નક્કીજ તો
"દશ દશ વરસે આજ, સ્વરાજ્ય કેરાં કારણે,
"દેતાતાં કંઇ ગાળ, બુરો અમને રોકતો
"કરતા રાતી આખ, મારા ઉપર એ સમે,
"આજે દેજો સાથ, આ છે આખીર ફેસલો

## મહાત્માજી તકલી કાંતે છે, અને



ગુનગને નાતાળે સ્વગાજ, " તકલી કાતી સિદ્ધ કરે છે!



મહાત્માજી ડાંડીની ભૂમિને પાવન કરે છે !

**અંકલેશ્વરમાં—૨૪** (સોરઠા) તા ૨૬–૩–૩૦.

નર્મદા કેરે તીર, સામે તીરે લઇ જવા,
કરી હોડી તૈયાર, બાપુ એમા બેસતા
કસ્તુરબા પણ સાથ જાણે રામ સિધાવતા
જાતા પેલે પાર અંકલેશ્વરને આગણે

(ચોપાઇ)

'ભરી સભામા કહે બાપુરાય, ન હોય ભેદ હવ તો જરાય
"પક્ષા પક્ષી હવે નવ હોય, આજે હિન્દી છે સર્વે કોઇ
'દારૂ દૂર કરજોને ભાઇ, એમા લક્ષ્મી લુટાઇ જાય
"રાજપીપળાનુ સુણી નામ દારૂ તણુ બન્યુ છે ગુલામ
"કર પાણી ઉપર તો લેવાય, તેવી રીતે પરસ્ત લુટાય
"ચારે કોરથી કરની જાળ રાખ્યા મોટા છે રે ખર્ચાળ
'ભુનશો નવ કદીએ ખાદી, થાશે દેશની આબાદાની
"લાખો કરોડો ગુમાવી દઇ, બેઠા લમણે હાથને દઇ

**સજોદમાં—૨૫** (હરીગીત) તા ૨૭–૩–૩૦.

'સજોદની નર નારીઓ, રૂ છે તમારે આગણે
"તોયે પરાધિન કા બનો, સ્વરાજ્ય લ્યોને તાતણે
"દારૂ તણા દશ્યો ઘણા, દેખાય છે આ દેશમા
"જ્યા જ્યા નજર મારી ફરે, દેખુ વિદેશી વેશમા

**માંગરોલ—૨૬** (દોહરા) તા ૨૭–૩–૩૦

સજોદથી સૈન્ય ઉપડી, આગળ ચાલ્યુ જાય
રસ્તામાં બેઇ બાજુએ ફાગમા અગ્નાય
કેડી પણ બહુ સાકડી, ભુને તો લપગાય

બાપુજીનુ સૈન્ય એ, મારગ ઉતરી જાય
ગામ નાનકડુ તોય પણ, બાપુ કહે સૌ ભાઇ
"સપ કરીને ચાલશુ, તો મીઠા વેરા જાય
"ધીરજ નહી ખોતા તમે, જો કદી હું પકડાવ
'મીઠ પકવજો જઇ તમે, પછી ભલે જકડાવ

રાયમાં—૨૭ (મંદાક્રાંતા) તા ૨૮-૩-૩૦.

બાપુ આવે, નગરજન સૌ, હર્ષમા મસ્ત થાયે
ભાગોળે જૈ, ફુવીત હૃદયે ફુલડે તો વધાવે
એ દેખીને, કુટીલ જનતો, દુ:ખ પામે અતીશે
છે ગુનાભી, સમજ પણ તો, નોકરી ના તજાશે
'આજે આહી, મનન કરવા, લોક ભેળા થયા છો
"તેવી રીતે, નિમક પકવી, હાકલે સર્વ ધાજો
'માગુ છુ હુ, જરૂર પડવે, ટાંચણી એક આજે
"છાપાવાળા, ખચીત લખશે, પારકા દેશની છે
"તે માટે સૌ, પગભર થતા, શીખશો ભાઇ ક્યારે
"લુટાની છે, જગતભરમા, લાવશો એજ જ્યારે
'તે વેળાએ પુનિત પગને, હિંદમા એ ભરાશે
"જાતાં જાતા, જરૂર કહુ છુ, ભુનમા કેમ જાશે

(સોરઠા)

"કાતે ચદુભાઇ, તેની રીત સૌ કાતજો,
"લઇએ મીઠું એમ, માની જે રીત લાવતા
"સુર્ય અને વળી ચંદ્ર, જ્યા સુધી છે આ જગતમાં,
"ત્યા સુધી રહેશે રાજ, ભુલી જાજો એ હવે.

ઉમરાચીમાં – ૨૮ ( ચોપાઇ ) તા. ૨૮–૩–૩૦

સુરત જીલ્લાના પહેલે ગામે, પત્રકારો પ્હોચ્યાં તે ઠામે;
ઉતારો દીઠો ગામની બહાર, જોવા ગામ થયા તૈયાર.
નાનું ગામ મળે નહિં કાંઇ, ભુખે પેટમાં કંઇ કંઇ થાય;
ખુંદી વળ્યા આખું જઇ ગામ મળે પાશેર મમરાનું નામ.
પાંચ ભાગે લીધાં એ વ્હેંચી, એના ઉપર પાણી ઢીંચી,
આવી પ્હોંચ્યા સભાને ઠેકાણે, બેસી ગયા લખવા તે ટાણે.

( હરીગીત )

"કહેશો કદાપિ કોઇ જણ, સાહેબ બુધ્ધી નાઠી છે;
"વળી સાઠ ઉપર એક વર્ષે, યાત્રા કઇ જાય છે.
"કરી કુચ આ બુઢ્ઢો વળી તે, ધાડ કેવી મારશે;
"તેત્રીશ કોટી જન હૃદય, પ્રભુજી વમેતો તારશે.
"કરશો તમે નહિં કોઇ જણ, વીરસદ પટેલની જેમ તો;
"દેશો દગો તો જાણજો, થઇ જાશે મારા રામ તો.
"દસા તણાં દરબાર જેવાં, ભોગ જ્યારે આપશો;
"નક્કી સમજજો તે સમે, સ્વરાજ્ય ઘરમાં લાવશો.

એરથાણમાં – ૨૯ ( હરીગીત ) તા. ૨૯–૩–૩૦

'રઘુકુળની રીતી પ્રમાણે, વચન સૌ જણ પાળજો;
"તારીખ છઠ્ઠીને દીને, મીઠું પકવવું ધારજો.
"છઠ્ઠી તણાં આ લેખ છે, નહિ એ ફરે કો દીન તે;
"નક્કી ફતેહ છે આપણી, થાશે વીજય તો તે સમે.
"સુતર તમે સૌ કાંતીને, કપડાં બનાવો તે તણાં;
"દારને ટાળો દેશથી, સુખીયા તમો થાશો ઘણાં.

**ભટગામમાં—૩૦** ( હરીગીત ) તા. ૨૯—૩—૩૦,

"ઉપદેશ તમને શું દઉં, કબુલત કરાવવા માગું છું,
"કંઇ દોષ હોયે આપણા, તે તો બતાવી હું દઉં
"કરીએ બીજાની વાત પણ, નવ આપણે તો સુધરીએ,
"લખલુંટ ખર્ચ કરાવીને, મેવા કરી નવ. ધારીએ.
"નારંગી ને ઘી દુધનાં મુજ માટ ખર્ચા ના કરો,
"કરી લાઇટ છેલ બટાવ જોઇ મુખ મારું શું જુવો.
"કરું ઝંખનાં સ્વરાજ્યની, કદી મોત. મારું આવશે,
"ફરી નહિં ફરું મમ આશ્રમે એ વાત સાચી છે ખરે.'

**સાંધીયેલમાં—૩૧** ( હરીગીત ) તા. ૩૦—૩—૩૦

"સરદાર પણ કહેતા હતાં, મમ નશીબમાં નહિં જેલ છે,
"પુછો તમે જઇ જોશીને, આ જેલ છે કે મ્હેલ છે.
"જે દોષ હોયે આપણાં, તેને તમે નહિ ઢાંકશો,
"જો ઢાંકીએ તે આપણે, તેમાં બીજાનો વાંકશો.
"કાપડ તણાં વેપારીને, નવ છુટ હોયે આ સમે,
"પરદેશ જાયે ધન લુંટાય, તેજ મુજને ના-ગમે.
"ગુમાવ્યું રાજ જ આપણે, વ્યાપારીના વ્યાપારથી,
"વ્યાપારીઓ એ લાવશે, સાચા બનીને સારથી

**દેલાડમાં—૩૨** ( હરીગીત ) તા. ૩૦—૩—૩૦

"બાપા સમી એ લાઇટથી, બે ધ્યાન હું તો થઇ જતો;
"દેખી ગરીબી ગામની, દુઃખી ખરેખર મન થતો.
"કંઇક જનતો ભુખે મરે, હું દૂધ અહિંઆ પીવું છું;
"પણ શું કરું આ પેટ પાપી, તે થકી જઉ બીજ છું.

છાપરા ભાઠામાં–૩૩ (હરીગીત) તા ૧–૪–૩૦

નગર અમદાવાદથી મીલ માલીકો અહિં આવતા,
તેમજ વળી સુરત તણા કંઇક સાથીઓને લાવતા.
જયનાદ ગાજે ટ્રેનમાં, તેમજ વળી સ્ટેશન પરે,
બાપુ ! સભામહિં કાંતતાં, તકલી રૂડેરી ફેરવે.
"જેને અનુભવ જેલનો, તેવાંજ મારા હાલ છે;
"રાખે સમીતિ જે રીતે, તેવીજ મારી ચાલ છે.
"વળી કોઇ કહે બાપુ તમે લુંટાઇ વ્હેલેરા જશો;
"તસ્પી રહ્યો છું હુંજ પોતે એવું તમે નહિ છાપરો.
"આ ગામમાં નહિં રેંટીઓ, દીઠો ન ચાલુ એક મેં;
"મુજ માટ કરતાં માંગણી લાવ્યા સુરતમાં જઇ તમે.
"વળી આપણા પૈસે મીઠાને, માટી માંહી મેળવે;
"ખારી નં ખાવા નહિં દીએ, એવી રીતે તો કેળવે.
"તેથી તમે સૌ બંધુઓ, લડશો મીઠાને કાજ રે;
"મળે છો ભલે એ જેલ તો, જાજો તમે તેમાંજ રે.

સુરતમાં–૩૪ (હરીગીત) તા. ૧–૪–૩૦

સુરત તણે તો આંગણે, આજે પધારે મહાત્મા;
ખુશી થાય છે નરનારી સૌ તેનાં હૃદયનાં આત્માં.
બાળક અને વળી બાળકી, લઇ હાથ માંહિ વાવટા;
પ્રભુજી પધારે આંગણે, સ્વરાજ વ્હેલું લાવતાં.
તાપી તણાં તો તટ પરે, મહા મેદની માનવ તણી;
ઉભરાય ચારે કોરથી, સાચા હૃદયની લાગણી.
"સુરત તણાં એ શહેરીઓ, કઇક શાંત થાવા આ સમે;

"ધાંધાટ ઓછો નહિં કરો, નહિં સાંભળી શકશો તમે.
"સ્વાગત્ કર્યું છે અમ તણું, આભાર સૌનો માનું છું;
"નક્કી તમારા પ્રેમમાં, પ્રભુજી વસેલો જોઉં છું.
"મીઠાં મહીં તો લુંટતી, સરકાર આજે આપણી;
"રાખી ખરચ મોટા બહુ, કરતી પ્રજાની કાપણી
"પ્રભુ પાસ હું તો ઇચ્છતો, કરૂ પ્રાર્થના હું જે સમે;
"નહિ જોઇએ આવું રાજ્ય તો, દુઃખીયા બહુ થઇએ અમે.
"તેવી રીતે તમ યાચજો, સૌ બંધુ સાચા દીલથી;
"નહિ મારશો મરતાં શીખો, તો રહાય કરશે એ નક્કી
"નાખ્યા ગુલામી મુળ તો, તાપી નદિના તટપરે;
"ઉખેડશું પણ અહિં થકી, એ વાત સાચી છે ખરે.
"અલબેલી નગરી હિન્દમાં, આ સુરત શહેર ગણાય છે;
"બ્હેનો તણાં કપડાંજમાં, બહુ ધન અહિંથી જાય છે.
"દારૂ અને કાપડ મીઠામહીં, નેવું પર એક જાય છે;
"તે ભેટ આપી સર્વેને, આ સંઘ અહિંથી જાય છે.

(ચોપાઇ)

બાપુ ચા'લા લઇને વિદાય, જોવાં પુર બધું ઉભરાય.
પુષ્પ તણી વૃષ્ટીઓ થાય, બાપુ પાછળ સેના જાય.
ચારે દિશ થતો જૈ જૈ કાર, માનવ મેદની હારોહાર.
બાપુને નથી કંઇ દરકાર તે તો ચાલી રહ્યા એક ધાર.

(દોહરા)

તારીખ પહેલી આજ છે, દિન રહ્યા છે ચાર
દાંડી ગામે પહોંચશું, પહોંચાડે કીરતાર

**ડીંડાલીમાં–૩૫** (હરીગીત) તા. ૨–૪–૩૦

"આ ગામમાં બે પક્ષની મેં વાત સાંભળી જે સમે,
"જાવું કે ના જાવુંજ એ, વિચાર કરતા તા અમે.
"છઈએ અમે તો લાલચુ, નવ ભુલીએ કો ગામને.
"મળશેજ નક્કી કંઈક પણ, રાખી હૃદયમાં હામને
"અહીં આવતાં તમ સંપ જોઈ હૃદયમાં રાજી થયો,
"કરશો મદદ દઈ સાથ તો, સમજો મીઠાનો કર ગયો.
"મુજ હાથમાંની લાકડી, નથી મેં ઉગામી કો દીને,
"પ્રભુજી વસે જો હૃદયમાં, તો બીક કોની છે મુને.

**વાઝમાં–૩૬** (દોહરા) તા. ૨–૪–૩૦

ડીંડાળાથી કૂચ કરી, બાપુ ચાલ્યા જાય.
રસ્તામાં સૌ ગ્રામ્યજન, દરશનથી હરખાય.
આવી પહોંચ્યા વાઝમાં, રાત પડી તે વાર.
મસાલ લઈને હાથમાં, કરી રહ્યાં સત્કાર.
"બાપુજી કહે શીખજો, ભાઈ કુંવરજી જેમ.
"મસાલચી થઈ આપણે, કામ કરીએ તેમ.
"નાના ગામની દોલતો, પરદેશમાં ઘસડાય,
"રેલ તણી તો ગાડીઓ, ચુંસીને લઈ જાય

**ધામણમાં–૩૭** (દોહરા) તા. ૩–૪–૩૦

ધામણ ગામે આવતાં, સૈનીક સહુ જે વાર;
સભામહિં સંભારણાં, ભુલે નહિં તલભાર,
"દક્ષિણ આફ્રીકા મહિં, મુસ્લિમ બંધુ સાથ;
"લડત ચલાવી તે સમે, ફતેહ મળી સંગાથ

નવસારીમાં-૩૮ (હરીગીત) તા. ૩-૪-૩૦

બાપુ તણાં તો દરશને, બહુ દુરથી અહીં આવતા.
દેખાય ચારે કોરથી, સહુ હર્ષે માંહી નાચતાં.
તોરણુ પતાકા ઉડતી, વળી પુલ વૃષ્ટીઓ થતી
દેખાવ આવા જોઇને, અહિં દેવ સૃષ્ટી લાગતી.
દુધીયા તળાવની પાંસ તો, આજે સભાનું સ્થાન છે.
સહુ આવતાં જન સર્વ જેને દેશનું અભિમાન છે.
"સ્વાગત્ કર્યુ" છે સૌ તમે, નહિં ભુલી જાઉં એ કદી.
"દેખાય છે આ ગામમાં, દારૂ તણી મોટી બદી
"તેમજ બહુ દેખાય છે, વ્યાપાર કરતા પારસી.
"છોડી દઇ ધંધો અને, થાવો તમે તો સાહસી.
"દાદાભાઇની પૌત્રીઓ એ દેશસેવામા મથે
"તેરી રીતે તમ સર્વ બંધુ જાવ આજે એ પથે.
"વ્યાપાર આપણુ દેશનો, પર હાથ તો ચાલી ગયે.
"કંગાલ ભારત દેશ તો, ચારે દિશામાં થઇ રહ્યો.
"તેથીજ હું સ્વરાજ લેવા, અહિં થકી તો જાઉં છું.
"જો નહિં મળે તો જાણજો, સાગર સમાધી હું લઉં.

વેજલપુરમાં-૩૯ (સોરઠા) તા ૪-૪-૩૦

સભા મંડપની માંહ્ય, બાપુ આવી બેસતાં
જય જય ત્યાં ઉચરાય, આનંદ અશ્રુ લાવતાં.
"અહિંથી, થોડે દૂર. દાડી ધામે પહોંચશું
"વચમા એકજ પુર ભાષણુ દઇને છુટશું.
"રાજીનામાની દોર, વધતી આગળ જાય છે.

ભરૂચમાં મહાત્માજીનાં દર્શનાર્થે



માનવસાગર ઉલટયો છે

## ધર્મધામ ધરાસણાના વયોવૃદ્ધ સેનાપતિ



શ્રીયુત અબ્બાસ તૈયબજી રેંટિયો કાંતે છે'

"ધારા સભાનો તોર, વળતા પાણી થાય છે.
"પણ પાછાં નવ કોઇ, જાશો એવાં આંગણે.
"લ્યો સાચું સ્વરાજ, સુતર કેરે તાંતણે.
"દાંડી કેરે ધામ, ઉજાણીએ નવ આવશો.
"આવો સેવા કાજ, ખાદી અંગે ધારજો.

**કરાડી મટવાડમાં-૪૦** (ચોપાઇ) તા. ૪-૪-૩૦

મંડપ બાંધ્યો ઉતારા માટ, બાપુજીની જોવાયે છે વાટ.
સભા સ્થાનને માટે મેદાન, ત્યાં તો ફરકી રહ્યું છે નિશાન.
આજુ બાજુનાં ગામના લોક, આવી પહોંચ્યા છે રાખીને નોક.
માનવ મેદની અહિંયા જામી, રાખી નથી જરીયે ખામી.
"ભાઇ પાંચીયા કેરૂં ગામ, આવી પહોંચ્યો હું તેને ધામ.
"દારૂ નિષેધનું મોટું કામ, ઉપાડીને લીધું છે આ ઠામ;
"મીઠું છાનું તો લાવતા નીત્ય, હવે લાવજો ખુલ્લુ ખચીત.
"દારૂ દૂર કરો ઘરમાંથી, મારી સામે ખજુરા વાઢી.
"દાંડી આવો તમે જો કોઇ, ખાદી પહેર્યા વિનાં નવ હોય.
"આત્મ શુદ્ધી જો આપણી થાય, તો તો પાર તરીને જવાય.

**દાંઠીમાં-૪૧** (ચોપાઇ) તા. ૫-૪-૩૦

દાંડી કીનારે નાનું ગામ, તે તો વહોરાં તણું છે ધામ.
આજે યાત્રા તણું તો મુકામ, બાપુજીએ કીધું છે આ ઠામ.
ગામમાં તો છે ઝુંપડાં ત્રીશ, કરવી કોનાં, ઉપર ત્યા રીસ.
માનવ મેદની દશ હજાર, આવી પ્હોંચી સભા મોઝાર.
બાપુ આવ્યા સભાને સ્થાન, ગાજી સર્વે રહ્યાં ગુલ્તાન.
રઘુપતિ રાઘવ રાજારામ, ધુન ચાલી રહી આ ઠામ.

સભાસ્થાને (સોરઠા)

"કરી આશ્રમનો ત્યાગ, દાંડી કાંઠે પહોંચીશું,
"હોતો મન વિશ્વાસ આજે અહિંયા આવશું.
"કાં તો રસ્તા માંહ્ય, અધવચ મુજને રાખશે,
"આપીશું ધન્યવાદ, આજે આ સરકારને
"અંતરમાં એ આશ, મીઠું ક્યારે લુટીશું,
"તે વેળા સરકાર, કેરી કીમત આંકશું
"કરશું સવીનય ભંગ, જ્યારે આખા હિન્દમાં,
"રહેશે જગમાં રંગ, ભારત કેરા બાળનો
"સિપાઇ ને અધિકાર, ન્યાયાધીશને સોંપવા,
"આજે તો અન્યાય, ઘોળી પીધે કાયદા

(ચોપાઇ)

"કરે દેશ તણો સહકાર તેને લુંટે આજે સરકાર.
"આવ્યા છઇએ દાંડીને કીનાર, પ્રભુ ઉતારી દેશે પાર.
"વીર બનીને આગળ થાય, તેને જેલમાં લઇને જાય.
"સેવા તણું ફળ નહિ જાય, નક્કી કરશે ઇશ્વર સ્હાય.
"દુઃખ સહન કરીશું જે વાર, ત્યારે થાશું આપણું તૈયાર.
"ભોગ દેશું જો લાખ હજાર, તો તો ફળશે તેની વાર.
"મીઠું લેતાં મારે છે માર, ત્યારે થાશે લોકો તૈયાર.
"સુણી વજ્ર થયો આ વાર, તેથી કાલે જશું કીનાર
"આ તો ચોપટ કેરા દાવ, ખાશું એવા ઘણેરા ઘાવ;
"તેથી પાસા ફેંકી શું દેવાય? દઇએ તો પછી કેમ જીતાય?
"દુઃખના દીન એમજ જાય, સુખ આવે પછી ભુલાય.
"તેમાં હસવું રોવું શું હોય, પ્રભુ! કરે બીજું નવ કોય.

પ્રાતઃકાળ (સોરઠા) તા. ૬-૪-૩૦

"તારીખ છઠ્ઠી આજ, કરીએ સ્તુતિ આ સમે,
"કરશું સવીનય ભંગ, મીઠાં કેરાં કારણે.
"લુટે છે સરકાર, કરોડ છ આ દેશના,
"બચાવવા તે કાજ, મીઠું લેસું હાથમાં.
"પકડે! જો સરકાર, સત્તા કેરા જોરથી,
"તો લેશે અબ્બાસ, સાચો થાવાં સારથી.
"તે કદી જો પકડાય, સરોજીની નહિં ચુકશે;
"દેવા ભોગ હજાર, લાખ્ખો કરોડો આવશે.
"લુંટાશો કંઇ લાખ, મરશો પણ નહિં મારશો;
"અહિંસા પર વિશ્વાસ, નિશ્ચય એ નવ ત્યાગશો.

કુરૂક્ષેત્ર દાંડીના કીનારે (ચોપાઇ) તા. ૬-૪-૩૦

બાપુ ચાલ્યા સરોવર તીર, જાણે શોભી રહ્યાં મહાવીર,
ધીમે પગલે ચાલે ગંભિર, બાપુ રાખી રહ્યાં છે ધીર.
સાથે સૈનાની નેવું ને ચાર, તેમજ જોનારાનો નહિં પાર,
ચારે બાજુ ગાજે જયનાદ, છબી લેનારા કરે છે વાદ
બાપુ કરે• સમુદ્રમાં સ્નાન, પહેરે લંગોટી ધારીને ધ્યાન,
તેવી રીતે બધાં મહેમાન, કરી રહ્યાં સમુદર પાન.
સૂર્ય તાપે તપેલું મીઠું, બાપુએ મુઠી ભરી લીધું;
ગામ લોકની લુંટા લુટ, મીઠાં માટે તો ઝુંટા ઝુંટ.
મીઠું આજે તો અહિં લુંટાય, કાયદાનો તો ભંગજ થાય;
બાપુ મીઠું લઇને વિદાય, આવી પહોંચ્યા ઉતારા માંય.

સોરઠા—ઉતારા ને સ્થાન, આજે સૌ હરખાય છે;
આનંદ અપરમપાર, બાપુજીને જોઇને

દાંડીમાં (દોહરા) તા ૬–૪–૩૦

"દારૂને આ દેશથી, કરજો તેને દૂર,
'તાડીને પણ ત્યાગીને, કાઢો તેના મુળ
"કાપડ તજી પરદેશનુ, પ્હેરો ખાદી અંગ,
"સત્ય અને અહિંસા થકી, લડવુ એનાં સંગ
"સમાચાર પરદેશના, પકડાયે છે વીર,
"ઉતાવળે નહિ પાકશે, રાખો હ્રદયે ધીર

(સોરઠા)

'કરજો સવીનય ભંગ મીઠું પકવી ઘર ઘરે,
'રાખીને મન હામ, મરતા પણ નહિ મુકજો
કાઠીયાવાડી વીર, રણક્ષેત્રો પર ઝઝુમશે,
"લુટાશે દશ લાખ, કોઠારી કોઠારનાં
"ગુજરાતે પણ હાક, દરબાર શ્રીની વાગતી,
"આવ્યો કસોટી કાળ, ભારત કેરા બાળનો

આંટમાં– (સોરઠા) તા ૭–મંગળવાર

"આંટે રાખી આટ, ભડવીર છો સૌ ધીરલા,
"લેજો મીઠું હાથ, છાતી સરસું ચાપશો
'સહનશીળ થાજો વીર, પોલીસ પણ પગી જશે
"કાલે હું આવીશ, મીઠું લેવા સાથમા
આવ્યા આટ મુકામ, બાપુ બીજી વાર તો.
પ્હેરાવ્યાં ત્યાં હાર, સુતર કેરા તારનાં.
"રહેશે અમર તો નામ આટ તણી તો આટથી,
"અહિંસા ને, બલિદાન, મરતા પણ નહિં મુકશો

## ધરાસણા સમરાંગણે, માતા ભારતની
## મુક્તિ અર્થે તપ આદરી,



કારાવાસ સેવનાર, હિંદનું બુલબુલ શ્રીમતી સરોજની નાયડુ !

કુરુક્ષેત્ર ધરાસણાના સેનાપતિ



મુસ્લીમ વીર
શ્રીયુત ઇમામ સાહેબ!

"બાળક હૃદયા સાથ, માતા જેવું સાંચવે;
"તેવું મીઠું હાથ, મરતાં પણ ના મુકશો.
"મારે તો પ્રભુ નામ, દારૂ ગોળા છે નહિં;
"થાશે સ્ત્રી અપમાન, સહન ન કરશે હિંદીઓ.
આજે મીઠાં માટ, બાપુ સાથે સૌ જનો;
લીધું જે લેવાય, પોલીસ નજરે ના પડે.
હસતાં મુખડે આજ, ચાલ્યા ફરકતે વાવટે;
દાંડી કેરે ધામ. બાપુ પાછા આવીયા.

દાંડીમાં- (સોરઠા) તા. ૮-૪-૩૦

"દાંડી કેરે ધામ, ઝાઝું ના રહેવાય અહિં;
"ફરશું ગામો ગામ, છુટાં બન્ને આહિંથી.
"લઇએ વાવટો હાથ, મરતાં પણ નવ મુકીએ;
"વીર નર બહુ રીઆય, સાથે સાચાં હોય તે.
"મારે છે સરકાર, ન્યાય નથી આ રાજમાં;
"કરશું છાતી આજ, પત્થર જેવી આ સમે.

ભીમરાડમાં- (ચોપાઇ) તા. ૯-૪-૩૦

રામદાસ લુંટાયા જે સ્થળ, બાપુ આવી પહોચ્યા તે પર;
"લુંટાણા ને લુંટાશો કંઇક, રાખો મરવાની નહિં બ્હીક.
"કરો આર્યનાં પ્રભુની એહ, ગુલામીમાં ન રાખે આ દેહ.
"નથી લડતા બાયલા સાથ, સામે બહાદુર બ્રીટીશ રાજ.
રાતે સભા ભરી આ ગામ, બાપુ આવી બેઠાં તે ઠામ.
"તપ વિના નહિં મળે ફળ, તપે પામ્યાં પાર્વતી શંકર.
"તેમ કરે ક્રમોટી સરકાર, તેથી વધું કરે ઓંમકાર;
"થાવું જોઇએ અલમ બરદાર, મુવા વીણુ નહિં ખસનાર.

અબ્રામામાં– (મંદાક્રાંતા) તા ૧૦–૪–૩૦

"લુંટી જાશે, ખચિત તમને, આજની રાતમાં તો;
"એ જાણીને, જરૂર જુગતું, કામ કીધુંજ મેં તો.
"મીઠું આજે, વરસ ભરનું, લાવીને રાખી લેજો;
"દારૂ છોડી, જરૂર ખજુરા, કાપીને ફેંકી દેજો
"છાપાના તો, ખબર પતરી નોધ ખોટી લીધો છો,
"તે માટે હું, જરૂર કહુ છું, દેશ દ્રોહી બનો છો

કરાડી મટવાડમાં– (સોરઠા) તા ૧૧–૪–૩૦

"ખુટયું મીઠુ આજ, કુદરત કેરૂં જે હતુ,
"કરજો પુનરુદ્ધાર, પુર્વજ કેરી રીતનો
"ખજુરા કેરા મુળ, ખોદી અહિંથી કાઢજો,
"દારૂના પીનાર દારૂથી દૂર ભાગજો
"દાંડી કેરે ઠામ, તારીખ તેરમીને દીને,
ભરાશે સ્ત્રી પરીષદ, ત્યાં સૌ બ્હેનો આવજો

પીંજરતમાં– (સોરઠા) તા ૧૨–૪–૩૦

"બ્હેનો ના કહેવાય, પોલીસને કદી બાપલા,
"એ તો છે શરમાય તમને હાથ લગાડતાં
"માના કપુત એ બાળ, તેને તો સમજાવજો,
"કરશે પ્રભુજી સહાય, ત્યારે તે સૌ સુધરશે.
"પડશે બહુ બહુ દુ:ખ, તેથી ના કંટાળશો.
"મળશે જ્યારે સુખ, ત્યારે તે નહિ સાંભરે.
"થાયે છે મન દુ:ખ. તપતા તમને જોઇને,
"તડકા કેરી માંહ, સહન શક્તિ તોં આવશે.

**દાંડીમાં સ્ત્રી પરિષદ-** (હરીગીત) . ૧૩-૪-૩૦

સ્ત્રીની પરિષદ અહિં મળી, આજેજ દાંડી ધામમાં;
કરે દેશ સેવા કઇ રીતે, એ સત્ય વસ્તુ જાણવાં.
"બાપુ કહે સૌ સાંભળો, બ્હેનો બજાવે કાર્ય એ;
"દારૂને કાઢી દેશથી, કાપડ વીદેશીને તજે.
"આઝાદી કેરી દેવીઓ. પર હાથ કોઇ ન ચાલશે;
"સરકાર શું કરશેજ તે આજે ન કોઇ કહી શકે
"મુંબઇ તણો આ પત્ર વાંચી દુઃખ દિલમાં થાય છે;
"બળજબરી કરીને ટોપીઓ શીર ઉપરથી ખેંચાય છે
"અહિંસા તમે જો ત્યાગશો, તો કાર્ય સિદ્ધી નહિં થશે.
"મારા જીવન સંગ્રામનો, અહિં અંત છેલ્લો આવશે.

**દાંડીમાં છેલ્લું પ્રવચન-** (ચોપાઇ) ૧૩-૪-૩૦

"આત્મશુદ્ધિ તણું સપ્તાહ, આજે પુરૂં અહિં તો થાય.
"કાપડીયા તો કરે છે વિચાર, માસ ત્રણ કે પુરા બાર
"થશે પ્રગતી જ્યારે ભરપુર, ત્યારે આવશે એને શુર
"કાપડ પુરૂં પડે ન જો બાઇ પહેરો લંગોટી તે વેળાય.
"મીઠામાંથી તો છજ કરોડ, દારૂમાંથી પચ્ચીશ કરોડ.
"કાપડમાંથી કરોડ સાઠ, એવી રીતે પડો તમે પાઠ.
"તમે રાખજો એટલું ધ્યાન, આવે સપ્તાહ કેરૂં ભાન.
"છેતરપીંડી જો કરશો કોય, તો તો આત્મ શુદ્ધિ નવ હોય.
"લેશું શાંતિ થકી સ્વરાજ, અશાંતિથી થશે મુને દાજ
"તે વેળાએ હું મીંચી આંખ, લઇ લઉં છું રામનું નામ

સોરઠા-કરજો પ્રભુજી સહાય દાંડી હવેથી છોડશું
આજે તો અન્યાય ચાલી રહ્યો છે જગતમાં

ઉંબેરમાં- (હરીગીત) ૧૫-૪-૩૦

"મણીલાલ ગાંધીએ બનાવ્યા છે અગર આ ગામમાં.
"મીઠું પકવજો જઇ તમે, ભલે પ્હોંચીએ પ્રભુ ધામમાં.
"ગુજરાત કેરે આંગણેથી, આ લડત ચાલુ થઇ.
"નહિં છોડશો તેનેજ તો, દઇને દગો ગુજરાતથી.

દાંડીમાં સમાચાર- (સોરઠા) ૧૫-૪-૩૦

બાપુ જવાહીર જાય, આજે પોલીસ હાથમાં.
"એવાં જવાહીર લાખ, લુંટાશે આ દેશનાં
"ધારી રાખો ધીર, બળ ઝાઝુ હવે આવશે.
"નક્રી હવે સ્વરાજ, વ્હેલું ઘરમાં લાવશું.

વેજલપુરમાં સ્ત્રી સભા- (સોરઠા) ૧૫-૪-૩૦

"સ્ત્રીઓ સેવા કાજ, આજે ભારત દેશમાં.
"છે પ્રભુ કેરો હાથ, આમાં તો નક્રીજ એ.
"કરશે જ્યમ ગુજરાત, બીજાં દેશો શીખશે.
"પકડે ભલે સરકાર, ત્યારે ઇશ્વર જાગશે.

વેજલપુરમાં સ્વ. સેવક પરિષદ (સોરઠા) ૧૭-૪-૩૦

"સેવા માટે આજ, આપણુ સૌ ભેળા થયાં.
"સેવા કઇ રીત થાય, આજે અહિંયા શીખશું.

(મંદાક્રાંતા)

"ભાંગે છે જે, પશુ. બળ થકી, હાડકાં ખોપરી તો;
"એ સુણીને, સકળ જગમાં, વીર સૌ જાગશે તો;
"તુટી જાશે, જરૂર સહુએ, કાયદા એ સમે તો;
"એ વેળાએ, જગત્ કરતા, નિંદ શાની લીયે તો.

પરદેશીઓની બેડીમાંથી હિંદમાતાને છોડાવવા માટે રાજવૈભવ સમા સુખને લાત મારી



જન્મભૂમિ માટે ભેખ ધરનાર રાષ્ટ્રપતિ

પંડિત જવાહરલાલ નહેરૂ!

હિંદમૈયાના પ્રાણ સમા, જગતવંદ્ય



મહાત્મા ગાંધીજીને જે સ્થળે પૂર્યા છે, તે યરવડાની જેલ.

ઉરડીમાં- (સોરઠા) ૧૮-૪-૩૦

ઉંચે આસને આજ, બાપુ આહિં બીરાજતાં;
"બાપુ કહે મીઠ કાજ, તમે કાંઇ કીધું નથી.
"જુવોને જવાહીરલાલ, મીઠાં માટે કેદમાં.
"તો શાને શરમાવ, જાતા આજે જેલમાં.
"ન્યાયી નથી આ રાજ, અંધા ધુંધી આહીં છે.
"ડાકુ માફક આજ મરડી નાંખે આંગળા

બારડોલીમાં- (હરીગીત) ૧૯-૪-૩૦

"સરદાર વલ્લભભાઇને, તમે મોકલ્યો છે કેદમાં
"દઇ નામના સરદારની, સેવા કરાવી ગામમાં.
"છોડાવશો ક્યારે તમો, આ વાતને નહિં ભુલશો.
"તમે ગાવ છો ગાયન મહિં, નાના હવે તો હારશો.
"દારૂ મીઠાને કાજ કદી જો પ્રાણ જાયે આપજો.
"કાપડ વિદેશી દેશનું, ઘર માહીં જરી ના લાવશો

મુંબઇને સંદેશ- (સોરઠા) ૨૦-૪-૩૦

"મુંબઇ કેરે ધામ, હમણાં નહિં આવી શકું;
"કરજો સારાં કામ, જગમાં રહેશે નામના.

ચીતાગોંગ માટે- (સોરઠા) ૨૧-૪-૩૦

"અહિંસા કેર માન, અહિંસા સૌ નહિં પાળશે.
"તેથી તો સરકાર, ફાવી જાયે જગતમાં.

સુરતને આંગણે- (સોરઠા). ૨૨-૪-૩૦

"પટેલ તણી સભા માંય, બાપુજી બોધ આપીને,
"તેમજે સ્ત્રી સભા માંય, બાપુજી લલકારતા.

પનારમાં- (સોરઠા) ૨૫-૪-૩૦

બાપુજીને મીઠ, આજે અહિં દેખાડતાં,
ગામ તણા સૈ લોક, હર્ષ માંહી તો રાચતા.
"મીઠા કેરે કાજ, પોલીસ અન્યાયી બને.
"પકડી ભલે લઇ જાય, માર ન મારી એ શકે
"સુતર કાતો રોજ, કાપડ એનુ બનાવજો,
"ભણતર છોડે આજ, સરકારી શાળા તણું.

છરવાડામાં- (સોરઠા) ૨૬-૪-૩૦

"મીઠા કેરા ચોર, નામ તમે જે પાડયુ,
"તેથી હું હરખાઇશ, હવે ના કહેશો મહાત્મા
"ધરાસણાની પાસ, મીઠા કેરા ડુંગરા.
"લુંટીશ હું તત્કાળ, થોડા દીનમાં ત્યા જઇ,
પાછા ફરી વલસાડ, આવી પહોચ્યા ગામમા
આવી સભાને સ્થાન, બાપુજી બોધ આપતા.
"રમણીકલાલની જેમ, જ્યારે જાશો જેલમાં
"ખાશો ગોળી પાવ, જયરામ જેવા સૈ તમે
"ખજુરાં કેરા ઝાડ, નીચે દમ આપ એ ગયો;
"સાચો વીઠ્ઠલદાસ, તેવી રાત સૈ મરો.

બીલીમોરામાં- (ચોપાઇ) ૨૯-૪-૩૦

"ઓડીનંસ કાઢશે રોજ, છાપા કરી દેજો સહુ બોધ.
"હવે વીરલા પડશે બહાર ધારા સભા કેરી મોઝાર.
"લખી નાખ્યો છે પત્ર એક, હવે રાખશું નહિં બીક;
"રાજ્યનીતિ તમે પલટાવી, વાઇસ પદ દીધું કુદાવી

**ધરાસણાંનો સંકલ્પ–** (ભુજંગી) ૫–૫–૩૦

"જશુ દીન થોડાજમાં મીઠ માટે, અમે તો કર્યું છે નક્કી શીર સાટે
"અરે! જુલ્મ કેવા કરે છે સીપાયો, નથી ન્યાય આજે ખરે છે લુંટાયો.
"લખી નાંખુ છું પત્ર હું એક આજે, ખરે રાજનીતિ તમારીજ લાજે.
"પ્રજાની પરે જુલ્મ કેવાં કરો છો, લઇ લાઠીઓ હાથ માંહી ફરો છો.
હતી રાત આજે અરે હાય કેવી, પડી ધાડ આજે અહિં રાત માંહી.
સુતાં જ્યાં હતાં બાપુજી ઓરડામાં, ત્યાં આવી પોંચીજ પોલીસ તેમાં.
નથી ઉંઘ આજેજ બાપુને આવી. ધરી ટોર્ચની લાઇટ ત્યાં મુખ સામી.
કહે ધ્રુજતાં ધ્રુજતાં ન્યાય મુર્તિ, ધરીશું તમોને અમો કાયદાથી.
"પુછ્યું બાપુએ હોય વાંધો ન કાંઇ, કરી હું લઉ અહિં દાતુણ પાણી.
"ખુશીથી' મળ્યો જવાબ ત્યાં એજ ટાણે, કરે કામ બાપુજ નિત્ય પ્રમાણે.
"લઇ ફેલ બાપુ કહે છાપી દેજો! બીજું છે પડ્યુ તેજ સંભાળી લેજો.
"ફરીને પુછ્યું બાપુએ વાર છે કે? મળ્યો જવાબ ના ના જવું એક વાગે
"ભજીશું અમે પાંચ મીનિટ આહિં, પ્રભુજી તણાં ગુણ લેશુંજ ગાઇ.
"ચલાવ્યું તયાં વૈષ્ણવ કોને કહીએ, પ્રભુજી સદા રાખશે તેમ રહીએ.
બધુ ગામ જાગી ગયું તેટલામાં, કરે ચોકીદારો બધે હેરફેરા.
લઇ બાપુને મોટરે દોટ મુકી, બધી પોલીસો ચાર બાજુંએ ઝુંકી.
વળાવી ફર્યાં ગામનાં લોક પાછાં, દુઃખી થાય સૌ જોઇ પણ કુટીમ
દીસે ના, દીસે ના, પ્રભુજી અમારા, રચ્યું ગામ મેણું કપાળે હમારા.

**કસ્તુરબાનો સંદેશ–** (ભુજંગી) ૨૬–૫–૩૦

"તમે ધીરતા રાખીને સર્વ રેજો, પડે દુઃખ તે સર્વને સાંખી લેજો
"કરો કૈંક આજે તમો દેશ માટે, ચલાવો તમે લડતને શીર સાટે

સોરઠા–યરવડા કેરી જેલ, બાપુને ત્યાં લઇ ગયા.
કીધો કંઇ ના ન્યાય, પુરી રાખ્યા જેલમાં

**ધરાસણાં પર કૂચ અબ્બાસ તૈયબજી (ચોપાઇ) ૧૨-૫-૩૦**

"મહાત્માનું અધુરૂં કામ, અમો પુરૂં કરીશું તમામ.
"કદી મોત મારૂં જો થાય, તો તો હિન્દ સ્વતંત્ર થાય
"લખ્યો પત્ર સુને સરકારે, તેનો આપ્યો પ્રતિ ઉત્તરે.
"કરી શકુ નહિં ફેરફાર, નથી મોત તણી દરકાર.
વીર સૈના! થઇ તૈયાર, કસ્તુરબા તો દે આશીર્વાદ
સેના ચાલી છે બે ફર્લાંગ, પોલીસ આવી લઇને ડાગ
"સર્વે" બોલી ઉઠયા તે વાર. નથી પાછાં અમે ફરનાર.
થઇ ધરપકડ તે વાર, બન્યા જેલ તણાં મેમાન.

**-ધરાસણાની કુચ પર સરોજીની- (સોરઠા) ૧૩-૫-૩૦**

સબરસ માટે ધાડ, સરોજીની ઘેરાય છે,
જે સુખમાં રહેનાર, આજે તપે છે તાપમાં
પોલીસની સખ્તાઇ, પાણી પીવા ના દીએ;
એવી આ સરકાર, પકડીને છોડી દીએ.
તેથી તો ફરી વાર, ઇમામ, નરહરી સાથમાં
ચારે દીશાથી ધાડ, તેમાં સરોજ લુંટાય છે.
ઇમામ ને, મણીલાલ, ભેગા ત્યાં પકડાય છે.
પછી તો કાળો કેર, વાંચ્યાથી દુઃખ થાય છે.

**બાપુનો સંદેશ- (સોરઠો) તા. ૯-૪-૩૦ નો લખેલ**

"બલિદાન વીણ સ્વરાજ, દઇશે નહિં ના કો દીને
"રાખો પ્રભુ પર આશ, એજ આપણુને તારશે.
"મેં કીધું બહુ વાર, કાપડ દારૂ ત્યાગજો.
"તેમજ સઘળી કોમ હળી મળીને સૌ ચાલજો

હરી-હર પ્રી પ્રેસ ૧૮૧ બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇ.

